નથી. જો એમ નહિ હોય તો તોફાન કરવાને ખાસ એકઠા કરેલા તમાશગીરો, તોફાની શેરહોલ્ડરોનો પક્ષ છોડી દઈ, મી. અનંગપાલશેઠની દલીલ આધીન થાત નહિ. ઉપલી નશીઅત કંઈ આજે આપણે પહેલીવાર શીખ્યા નથી; પણ ઈતિહાસોમાં અને બીજે ઠેકાણે, તેના જેવા જે અનેક દાખલાઓ નોંધાયા છે તેમાં, ઉપલી સભાનો હેવાલ પણ એક ઉત્તમ દાખલો ગણાશે."



